# વર્તમાન યુદ્ધનું સ્વરૂપ



લેખકો
ધનવંત ઓઝા
મોહનલાલ મહેતા

સંપાદકો
રવિશંકર મહેતા
ધનવંત ઓઝા

# વર્તમાન યુધ્ધનું સ્વરૂપ

લેખકો

ધનવંત ઓઝા .: : મોહનલાલ મહેતા

પ્રાપ્તિસ્થાન

ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ મુંબઇ

ફોન નં. ૨૨૦૫૭

પો. બો. નં. ૭૩ અમદાવાદ

# યુદ્ધના સળગતા મોરચાનો પરિચય આપતી
# આવી પુસ્તિકા દર ગુરુવારે પ્રગટ થશે

સંચાલક : ધનવન્ત ઓઝા



ટપાલ ખર્ચ સાથે પુસ્તિકાની છૂટક કિંમત ત્રણ આના : ત્રણ માસની તેર પુસ્તિકાની કિંમત ઘેર બેઠાં બે રૂપિયા : કોઇ પણ માસના આરંભથી ત્રણ માસ માટે ગ્રાહક થઈ શકાય છે.

પ્રકાશક
ધનવંત પ્રી. ઓઝા
કિંગ્ઝ સર્કલ : : : માટુંગા.

મુદ્રક
અમૃતલાલલાલ પ્ર. સાતા
સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઇ.

# —નિવેદન—



યુદ્ધ-પુસ્તિકાના સમય અને કિંમતમાં ફેરફાર કરવા અંગેનું છેલ્લી પુસ્તિકામાં અમે જે નિવેદન કર્યું હતું તે હવે રદ સમજવાનું છે. મિત્રો અને ગ્રાહકોને લાગ્યું છે પુસ્તિકાની ખરી અસર ચાલુ યોજનામાં જ છે એટલે જે યોજના હતી તે જ કાયમ રાખી છે.

આ પુસ્તિકા તદ્દન નવી જ ઢબે અમે તૈયાર કરી છે. હિંદી જનતા યુદ્ધના સાચા સ્વરૂપ વિષે આજે અનેક પ્રકારના ખ્યાલો સેવે છે અને સાંભળે છે. આ પુસ્તિકામાં આપણા દેશમાં વ્યાપેલા બે મુખ્ય વિચારપ્રવાહો, જે એકબીજાની વિરુદ્ધ છે, તે એક સાથે જ રજૂ કર્યા છે. બંને લેખકોએ પોતાનાં મંતવ્યો સ્વતંત્ર રીતે જ બીજાનું લખાણ વાંચ્યા વિના જ રજૂ કર્યાં છે એટલે ભિન્ન ભિન્ન વિચારણા વાચકો સમક્ષ એના યોગ્ય સ્વરૂપમાં આવી શકે તે માટે આ પ્રયોગ અમે કર્યો છે. આશા છે કે વાચકો આ પદ્ધતિનો સત્કાર કરશે.

મુંબઇ<br>૨૫-૬-૪૨

સંચાલક<br>યુદ્ધ-પુસ્તિકા

"........અને હું કહું છું કે દુનિયાની શાંતિ માટે, તેમજ ચીનના, રશિયાના અને મિત્રરાજ્યોના હિત માટે બ્રિટિશ સત્તાનો આજે જ હિંદુસ્તાનમાં અંત આવવો જોઇએ. મિત્રરાજ્યોને તેથી કેવી રીતે ફાયદો થશે તે હું તમને સમજાવવા માગું છું. પૂર્ણ સ્વતંત્રતાથી હિંદુસ્તાનની શકિતઓ મુકત થશે, એટલે કે, જગતના સંકટમાં પોતાનો ફાળો આપવા છૂટી થશે. આજે તો મિત્રરાજ્યો એક મોટી લાશ ઊંચકી રહ્યાં છે. એક મહાન પ્રજાને બ્રિટને પોતાના પગ આગળ લોથ કરીને નાખી છે. હું તો કહું છું કે મિત્રરાજ્યોએ પણ નાખી છે."

* * *

* * * * * * "મેં ઘણી રાહ જોઇ. હવે વધારે જોઇ શકતો નથી. ચાલીસ કરોડ લોકોનો આવી લડાઇમાં કાંઇ અવાજ જ ન હોય એ ભયંકર છે. અમને અમારો ભાગ ભજવવાની છૂટ હોય, તો અમે જાપાનની કૂચને અટકાવી શકીએ અને ચીનનેયે બચાવી શકીએ."

—ગાંધીજી

* * *

એક કાળ એવો આવશે, જ્યારે સોવિયેટ–સંઘ અને સોવિયેટ–જનતા તેમના મહાન આગેવાન સ્ટેલીનની આગેવાની નીચે નિ:શક યુરોપની જનતાની મુકિત પ્રાપ્ત કરશે. પણ સાથે સાથે જ જગતભરની જનતા, જે અમારી શુભ ભાવનાનો સ્વીકાર કરે છે. તેને પણ મુકિતની પ્રાપ્તિમાં સહકાર આપશે."

—મોલોટોવ

# આ યુદ્ધ 'જનતાનું યુદ્ધ' છે

લેખક

**ધનવંત ઓઝા**



આ યુદ્ધને કમ્યુનિસ્ટો જનતાનાં યુદ્ધ તરીકે ઓળખાવે છે ત્યારે એમની સામે અનેક પ્રકારના વિરોધો ઊભા થાય છે. એટલે વર્તમાન યુદ્ધની સૈધાન્તિક મીમાંસા કરીને એ જનતાનું યુદ્ધ છે એમ પુરવાર કરવાની હું કોશિશ કરું છું.

યુદ્ધ માત્ર અનિષ્ટ છે એમ તો કમ્યુનિસ્ટો સ્વીકારે છેજ; પણ વર્ગ-વિભક્ત સામાજિક રચનાનું અસ્તિત્વ રહેશે ત્યાંસુધી એ અનિવાર્ય

આપત્તિ તરીકે રહેવાનું જ છે. યુદ્ધનાં આ અનિષ્ટને માનવ–સમાજમાંથી રૂખસદ આપવા માટે તો સમાજની કાયાપલટની જરૂર છે, એવી કાયાપલટ કરવાના કમ્યુનિસ્ટોનાં નિરંતર પ્રયત્નો છે. એ કાયાપલટની શકયાશકયતાનો વિચાર કરીને જ સૌ પ્રશ્નો પરત્વેનું વલણ કમ્યુનિસ્ટો મુકરર કરે છે. લેનીને કહ્યું છે કે: "પ્રત્યેક યુદ્ધનું માકર્સની વૈજ્ઞાનિક સમાજવાદી વિચારસરણી દ્વારા પૃથક્કરણ અને મૂલ્યાંકન કરવાની જરૂર આપણે સ્વીકારીએ છીએ, ત્રાસ, ક્રૂરતા, જુલમ, વગેરે યુદ્ધની સાથે જોડાએલી અનિવાર્ય પરિસ્થિતિ છતાંયે એવાં ઘણાં યુદ્ધો થયાં છે. જેણે માનવજાતની પ્રગતિમાં ફાળો આપ્યો છે. એકહથ્થુ સત્તાનો નાશ કરનારાં કે તુર્કસ્તાન અને રૂસનાં દમનકારી તંત્રનો નાશ કરનારાં યુદ્ધો આ પ્રકારનાં યુદ્ધો હતાં."

આ દૃષ્ટિએ વર્તમાન યુદ્ધની સમીક્ષા આપણે કરીએ.

## સોવિયેટ–વિરોધી કાવતરાં

ગયા મહા–વિગ્રહમાંજ વર્તમાન યુદ્ધનાં અને આજે એનાં સ્વરૂપ ઉપર નિર્ણાયક અસર કરનારાં બળોનો જન્મ થયો છે. એ મહાયુદ્ધના કાળમાંજ જગતના છઠ્ઠા ભાગ જેટલા પ્રદેશમાં ક્રાંતિ થઇ ને સોવિયેટ સંઘની રચના થઇ. મૂડીદારશાહીના કિલ્લામાં એ પહેલું ગાબડું પડ્યું, આંતરરાષ્ટ્રિય શાહીવાદ માટે જગત એટલું સંકોચાઇ ગયું અને જગતભરના શોષિતોને પ્રેરણાસ્થાન, આશાસ્થાન મળ્યું. આગેવાની પણ સાંપડી પરિણામે જગતભરનાં પ્રત્યાઘાતિ બળોની લાલ આંખ એના ઉપર મંડાઇ હતી. કામદારોની એ કર્મભૂમિને પરાજિત કરવાના પ્રયત્ન આરંભકાળે કંઇક થયા પણ એવા પ્રયત્નોએ મૂડીદાર રાષ્ટ્રોની જનતામાં રોષ પ્રગટાવ્યો. મૂડીદારી શાષકો એ રોષ સામે થથરી ગયા. એ બધા પ્રયત્નો એમને સંકેલી લેવા પડ્યા.

પણ ખુલ્લા પ્રયત્નો સંકેલાઇ ગયા પછી બીજે માર્ગે એ પ્રયત્નો આરંભાયા. સોવિયેટ સંઘની મર્યાદામાં સામ્યવાદ પુરાઇ રહે

અને કામ પાકે ત્યારે એના ઉપર આક્રમણ થઇ શકે એ હેતુથી સરહદ ઉપર પ્રત્યાઘાતિ તંત્રોની સ્થાપના કરવામાં આગેવાનીભર્યો ભાગ દુનિયાના શરાફી મૂડીવાદના આગેવાન સમા બ્રિટન–અમેરિકાના મૂડીદારવર્ગે લીધો. અને એમનાં આ સોવિયેટ વિરોધી કાવતરાંનું કેન્દ્ર જર્મની બન્યું. આંખ આડા કાન કરીને, આડકતરી રીતે સહાય આપીને, ખાનગી રીતે ઉત્તેજન આપીને જર્મનીમાં નાઝી સત્તાને સ્થાપવામાં આવી, સ્થિર કરવામાં આવી ને મજબૂત કરવામાં આવી. આ ક્રિયાનું છેલ્લું પગલું મ્યુનિકના કાળા કરારથી લેવાયું.

## ખોટી દિશામાં તોપ વછુટી ગઇ

પણ મૂડીવાદમાં આંતરિક વિરોધ તો હોય જ છે. જર્મન મૂડીવાદ ને બ્રિટિશ મૂડીવાદ વચ્ચે પણ એવો વિસંવાદ હતો જ. જર્મન મૂડીવાદમાં હવે તો થોડી તાકાત આવી હતી. અને મૂડીવાદમાં જ્યારે તાકાત આવે છે ત્યારે એની ક્ષુધા બળવાન બને છે. જર્મન મૂડીવાદનું પણ એવું બન્યું ત્યારે બ્રિટન–ફ્રાન્સના શાસકો ચેંબરલેઇન–ડલાડીઅરે રૂસ તરફ આંગળી ચીંધી, પણ હિટલરને રૂસની તાકાતનું ભાન હતું. એણે એ તરફ જવાની ના પાડી ને નવા ભોગ માગ્યા. એ વખતે પણ સોવિયેટ સરકારે તો બ્રિટન વગેરે જોડે લશ્કરી કરારો કરવાની નમનતા દાખવી, એ જ એક માર્ગ હતો જે હિટલરના મદને કાબૂમાં રાખી શકે ને યુદ્ધને જાગતું અટકાવી શકે. પણ શરાફી મૂડીવાદના આગેવાનો એવા ચેંબરલેઇન–ડલાડીઅરની સોવિયેટની મૈત્રી ખપતી ન હતી. એમને તો જોઇતો હતો સોવિયેટનો વિનાશ.

એમણે તોપો ગોઠવી હતી સોવિયેટ તરફ પણ હડકાયો થયેલો જર્મન મૂડીવાદ હવે તો એને મજબૂત કરનાર આ લોકો સાથે જ

દાદાગીરી કરવા માંડયો. ચેંબરલેઇન–ડલાદીયરની એણે અવગણના કરી ને એણે પોલાંડ ઉપર આક્રમણ શરૂ કર્યું. તોય જાણે અવળી દિશામાં ફૂટી ગઇ.

હવે ચેંબરલેઇન ને ડલાડીયર જનતાની આંખમાં ધૂળ નાખી શકે એમ ન હતા. નાઝીઓને સંતોષ આપીને શાંતિ જાળવવાની એમની ક્રૂરનીતિ હવે જનતાને નામંજૂર હતી. પરિણામે અનિચ્છાએ એમને જર્મની સામે યુદ્ધ જાહેર કરવું પડયું.

## ફાસીઝમ સામે યુદ્ધ કે ફાસીઝમને સહાય?

જ્યારે આ યુદ્ધનો આરંભ થયો ત્યારે જેટલા પ્રમાણમાં ફાસીઝમનો સામનો થતો હતો એટલા પ્રમાણમાં તો અવશ્ય એ યુદ્ધ પ્રગતિટકારી હતું જ. પણ બ્રિટન–ફ્રાન્સના શાહીવાદીઓ એ કાળે ફાસીઝમ સામે જેટલા પ્રમાણમાં લડતા હતા તેના કરતાં વધારે પ્રમાણમાં એ ફાસીઝમને સહાય કરતા હતાઃ એમની બધી પ્રવૃત્તિનું મધ્યબિંદુ તો એ કાળે સોવિયેટ–વિરોધી જ હતું. 'હિટલરનું વસંત આક્રમણ' નામની પુસ્તિકામાં એમની એ નીતિ અને એમનાં એ કાવતરાંનું ચિત્ર મેં રજૂ કર્યું છે.

આમ હોવાથી આ યુદ્ધમાં ફાસીઝમ વિરોધનાં ઓઠાં નીચે સોવિયેટ–વિરોધ જ ચાલતો હતો અને તેથી એ શાહીવાદના વિસ્તાર માટેનું યુદ્ધ જ હતું.

## ફાસીઝમ વિરોધી પણ શાહીવાદી

ફ્રાન્સ પડયું અને તેની જે અસર બ્રિટનની જનતા ઉપર થઇ તેથી યુધ્ધનાં સ્વરૂપમાં પરિવર્તન થયું. ફાસીઝમ તરફી ચેંબરલેઇનને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને ચોક્કસપણે જર્મન–ફાસીઝમનો વિરોધી એવો ચર્ચીલ સત્તાસ્થાને આવ્યો, આ પ્રક્રિયાથી યુધ્ધનું

સ્વરૂપ પલટાયું, હવે યુધ્ધ ચોક્કસપણે જર્મન–ફાસીઝમ–વિરોધી યુધ્ધ તો બનીજ ગયું. પણ એ જર્મન–ફાસીઝમ–વિરોધી શાહીવાદી યુધ્ધ બની ગયું. એ ફાસીઝમ–વિરોધી હતું એટલા પૂરતું એ જનતાનું યુધ્ધ હતું. પણ બ્રિટનનાં તંત્રમાં જનતાનો અવાજ એ કાળે ન હતો. આંતરરાષ્ટ્રિય દષ્ટિએ પણ એ યુધ્ધનાં સંચાલનમાં, જનતાનું પ્રતિનિધિત્વ ધરાવનાર કોઇ ન હતું અને તેથી એ યુધ્ધ પરિણામમાં શાહીવાદનું હિત સાચવનારજ બને એમ હતું. હા, જનતાનો અવાજ વધારે ને વધારે મોટો થયે જતો હતો. નાઝી–સેના સામે જેમ જેમ શાહી સેનાઓનો પરાજય થતો હતો તેમ તેમ જનતા જાગ્રત થતી જતી હતી.

અને પછી હિટલરે પૂર્વ યુરોપ તરફ જ્યારે નજર માંડી ત્યારે જનતાનો અવાજ મોટો થવા લાગ્યો. સોવિયેટ સંઘ જોડે વધારે નિકટનો સંસર્ગ સ્થાપવાની જનતા માગણી કરતી હતી. અને એ માગણીને પરિણામે જ સર સ્ટેફર્ડ ક્રિપ્સને રશિયાના બ્રિટનના એલચી તરીકે મોકલવામાં આવ્યા હતા.

પણ કામ ખૂબ ધીમું ચાલતું હતું. બ્રિટનની સરકાર સોવિયેટ જોડે જોડાતાં ડરતી હતી.

ત્યાં એક બનાવ બન્યો.

## જનતાનું યુદ્ધ

૨૨મી જૂન ૧૯૪૧ના દિને એ બનાવ બન્યો. હિટલરે એ દિવસે નાઝી સેનાને સોવિયેટ સંઘના અતિ વિશાળ મોરચા પર કૂચ કરવાનો આદેશ દીધો. દગાખોરીથી અને અનાક્રમણના કરારો અસ્તિત્વમાં હતા છતાંયે વિના કારણે થયેલાં આ આક્રમણ સામે પણ લાલ સેનાએ અને સોવિયેટ જનતાએ વીરને છાજે એવાં ધૈર્યથી સામનો કર્યો.

જગતભરની જનતાએ સોવિયેટ સંઘ ઉપરનાં આ આક્રમણના સમાચાર સાંભળી મહાન ચિંતાની લાગણી અનુભવી, એ જનતા સોવિયેટ સંઘને બધી જ સહાય પહોંચાડવા માગતી હતી. બ્રિટનમાં ને અમેરિકામાં જનતાએ સોવિયેટ સાથે તત્કાળ મૈત્રી સાધવાની માગણી કરી અને એ દેશોનાં શાસકતંત્રો એ માગણીને અવગણી ન શક્યાં. એવી અવગણતાથી એમનું પોતાનું જ અસ્તિત્વ ભયમાં આવી પડે એમ હતું.

એટલે જ ચર્ચિલને અને રૂઝવેલ્ટને સોવિયેટ સંઘને શક્ય એવી બધી સહાય આપવાની તૈયારીની જાહેરાત કરવાની ફરજ પડી.

પરિણામે યુધ્ધનાં સ્વરૂપમાં ફરીને પરિવર્તન થઇ ગયું. ફાસીઝમ-વિરોધ શાહીવાદી યુધ્ધ હવે જનતાનું યુધ્ધ બની ગયું. શા માટે?

કારણ કે સોવિયેટ સંઘ જનતાનો પ્રદેશ છે. ખાનગી માલિકી જેવી કોઇ ચીજ ત્યાં નથી. વિદેશી બજારોની સ્થાપનાનો એટલે જ, એને મોહ નથી. એ શાંતિચાહક છે. શાંતિનાં સંરક્ષણ કાજે ને શાંતિની સ્થાપના માટે વર્ષોથી સોવિયેટ સંઘ સખત પ્રયત્ન કરી રહ્યો હતો. ચોવીસ વર્ષના સોવિયેટ જનતાના શ્રમનાં પરિણામરૂપ સંપત્તિ ને સંસ્કૃતિનો વિનાશ એને ગમતો ન હતો.

પણ આ શાંતિપ્રેમ નિરપેક્ષ ન હતો. 'કોઇ પણ ભોગે શાંતિનું સૂત્ર સોવિયેટ જનતાને મંજૂર ન હતું. જગત ઉપર સર્વત્ર ને ચિરંજીવી શાંતિની સ્થાપનાની શકયતા કમ્યુનિસ્ટ સમાજની સ્થાપનામાં છે એમ જાણતી સોવિયેટ જનતા એવી સ્થાપના શકય બને એવા માર્ગે જ જવા માગે છે. એટલે કમ્યુનિઝમની જ્યોત જ્યાંથી સળગે છે એવા સોવિયેટ સંઘના રક્ષણ માટે કોઇ પણ ભોગને એ વધારે નથી ગણતી.

એક વર્ષના સંગ્રામ દ્વારા સોવિયેટ જનતાએ કુરબાનીની એની તાકાત પુરવાર કરી છે.

શા માટે?

એની સોવિયેટ ભૂમિ ઉપર આક્રમણ થાય એ જગતની જનતા કેમ સહન કરે? એ આક્રમણ થયું ત્યારથી જગતની જનતા માટે એનાં સંરક્ષણની અને એ સંરક્ષણ માટે ફાસીઝમ વિરોધી જનતાના જંગની જરૂર ઊભી થઇ.

બીજું પણ એક કારણ છે—અને મહત્ત્વનું એ કારણ છે—કે જેને પરિણામે કમ્યુનિસ્ટો આ જંગને જનતાનો જંગ કહે છે.

જનતાનો અવાજ બ્રિટનમાં ને શાહીવાદી રાષ્ટ્રોનાં શાસનતંત્રમાં હવે પહોંચવા માંડયો છે. અને આંતરરાષ્ટ્રિય દૃષ્ટિએ જનતાનાં હિતની સાચવણી કરી શકે એવા સોવિયેટ સંઘની આગેવાની જનતાને મળી છે. આજે તો જાણે જગતની જનતા શાસનતંત્ર ધકેલીજ રહી હોય એવું લાગે છે.

સોવિયેટ સંઘના ભયે આંતરરાષ્ટ્રિય મૂડીદારી જમાત થથરતી હતી. એ સોવિયેટ સંઘના વિનાશ માટે એણે નાઝીશાહી ફાસીઝમનું શસ્ત્ર સર્જ્યું. આજે એ એવી વિમાસણમાં આવી પડી છે કે જ્યારે પોતાનીજ એ રચનાને પોતાનાજ હાથે ભાંગવાની જરૂર ઊભી થઇ છે. આંતરરાષ્ટ્રિય મૂડીવાદ આજે જાણે પોતાનોજ અંગભંગ કરી રહ્યો છે. જગતની જનતા સમજે છે કે ફાસીઝમનો વિનાશ કરીને અપંગ બનેલી આંતરરાષ્ટ્રિય મૂડીદારશાહી હવે ક્ષણભર પણ ટકી શકે એમ નથી. અવશ્યંભાવિ એવું પરિણામ છે. યુદ્ધમાં જનતાનો વિજય થશે કે જેમાં શોષણ નહિ હોય, બેકારી નહિ હોય, અન્યાય નહિ હોય. આવી આ વિચારસરણી છે. એની સામે અનેક દલીલો આવે છે.

કહેવાય છે કે આ યુદ્ધ પરિણામમાં જનતાનાં હિતનું છે એ વાત આપણે તો સ્વીકારીએ પણ જનતાનું માનસ એમ કેમ પલટે? ધરી-રાજ્યોના એક એક વિજયમાં ને સંયુકત રાષ્ટ્રોના એક એક પરાજયમાં સામાન્ય જનતા રાચે છે એનું કારણ એમ છે કે શાહીવાદ-વિરોધી માનવીનાં મૂળ અતિ ઊંડાં છે, એ જનતાને એમ લાગે કે શાહીવાદ એની પકડ ઢીલી કરે તો જ એનાં માનસમાં પલટો થાય.

આ દલીલ જવાબ માગે છે.

શાહીવાદ-વિરોધી માનસ જનતાનું અને આપણું સૌનું છે. પણ આજની વિકટ ઘડીએ આપણે વિચારપૂર્વક વર્તન કરવાની જરૂર છે. શાહીવાદ આપણા ઉપર કે જગતની જનતા ઉપર ઉપકાર કરવા માટે એની પકડ ઢીલી કરે એમ માનવાને કંઇ કારણ છે? એ એમ ન કરે તો શું આપણે મલાયા કે બ્રહ્મદેશને માર્ગે જવું? ફાસીઝમના પરાજયમાં જ જનતાનું હિત છે. એ પરાજય સાધવામાં સહાય ન કરવી? કે પછી આપણે ફાસીઝમ-વિરોધી જનતાના જંગમાં સામેલ થઇ, જગતની જનતા જોડે એક થઇ, આંતરરાષ્ટ્રીય મૂડીદારશાહી પ્રત્યાઘાતિ જમાતને નિર્બળ બનાવવાનો પ્રયત્ન કરશું?

નિષ્ક્રિયતાનો માર્ગ ખતરનાક છે. એ વિનાશનો માર્ગ છે. એ માર્ગે આપણે નહિ જ જઇ શકીએ.

## –તો પ્રત્યાઘાતિ બળોનો વિનાશ થશે

અને જો આપણે જનતાનાં યુદ્ધમાં સામેલ થઇશું તો જગતની જનતા આપણને છેહ નહિ દઇ શકે. બ્રિટનની જે જનતા એનાં પોતાનાં શોષણને રદ કરવા આપણું સ્વાતંત્ર્ય વાંચ્છે છે એના હાથ એનાથી મજબૂત બનશે અને હિંદ અને બ્રિટનની જનતાના

આ સંયુકત મોરચાને પરિણામે બ્રિટનનો શાહીવાદ ભૂતકાળનો ઇતિહાસ બની જશે.

બીજો પણ એક પ્રશ્ન ઉઠાવવામાં આવે છે. જનતાનું યુધ્ધ એટલે? શું જનતાએ જ જાહેર કરેલાં યુધ્ધને જનતાનું યુધ્ધ કહી શકાય? તો તો આ વર્ગ–વિભકત સામાજિક રચનામાં કોઇ યુધ્ધ જનતાનું યુધ્ધ ન હોય. જ્યાં વર્ગો નથી ત્યાંજ સામાજિક સૂત્ર–સંચાલન જનતાના હાથમાં છે અને તેથી ત્યાંજ જનતા યુધ્ધની જાહેરાત જેવા નિર્ણયો કરી શકે છે.

પણ આજે આવું માપ નહિ ચાલી શકે. આજે તો આપણે એક જ માપને લક્ષમાં લઇ શકીએ: જનતાનું હિત શામાં છે? આજ સુધી વિગ્રહોનું મૂલ્યાંકન કરવામાં આપણે એ જ નીતિ અખત્યાર કરી છે. ચીનનું દૃષ્ટાંત લો, ચીનમાં યુધ્ધની જાહેરાત તો ચીનની મૂડીદારશાહી સરકારે જ કરી છે ને? જનતાને ત્યાં કોણે પૂછ્યું છે? અને હબ્સીનિયાનું દૃષ્ટાંત લો. હબ્સીનિયા ઉપર તો એકહથ્થુ શાસન હતું તોયે આપણે હબ્સીનિયાના પક્ષે જ હતા. એને સહાય આપવાની આપણી તમન્ના હતી. શા માટે? કારણ કે પરિણામમાં જનતાનું હિત કયે માર્ગે હતું એ આપણે જોતા હતા. જનતાનું હિત ઇટાલિયન શાહીવાદના પરાજયમાં હતું અને તેથી જ આપણે હબ્સીનિયા તરફ હમદર્દિ અનુભવતા હતા.

આજે પણ એવીજ સ્થિતિ છે. અને શકયતાઓ તો એથી અનેકગણી વધારે છે. ફાસીઝમના પરાજયમાંજ જગતની જનતાનું હિત છે. એવો પરાજય જગતની જનતાનો મુક્તિદાતા બનશે, એવો

પરાજય જગત ઉપરથી પ્રત્યાઘાતનો પરાજય કરશે ને નવસર્જનના પાયા નાખશે. પ્રત્યાઘાતનું હિત તો આ સ્થિતિ અટકાવવામાં છે. જનતાની જાગ્રતિ એને માટે આત્મઘાતિ છે. પણ પ્રત્યાઘાતિ બળો આપણા માર્ગમાં ગમે તેવા કાંટા પાથરે તોયે આપણે સાફ દૃષ્ટિ રાખીને આદર્શાભિમુખ બનીને, આ યુદ્ધને જનતાનું યુદ્ધ ગણીને કૂચકદમ કરશે ને વિજય પ્રાપ્ત કરશે.

# આ યુદ્ધ 'જનતાનું યુધ્ધ' નથી

લેખક

મોહનલાલ મહેતા



આજના કાયદાઓની મર્યાદામાં રહીને વર્તમાન યુદ્ધના સ્વરૂપ વિષે નિખાલસ ચર્ચા કરવાનું કાર્ય લગભગ અશક્ય છે. આજે સ્થિતિ એવી છે કે જે એમ માને કે આ યુદ્ધ જનતાનું યુદ્ધ છે અને તેમાં હિંદની સમસ્ત પ્રજાએ ખરા જીગરથી સહકાર આપવો જોઇએ તેને પોતાની માન્યતાઓનો પ્રચાર કરવાનું સહેલું છે એટલું જ નહિ, પરંતુ પોતાની માન્યતાના સમર્થનમાં ભૂતકાળનો ઇતિહાસ ઉખેળીને

ચાલુ રાજસત્તા સામે ગંભીર તહોમતો પણ તે મૂકી શકે એમ છે. સરકાર એટલીજ અપેક્ષા રાખે છે કે ગમે તે કરીને પણ અંતે જો યુદ્ધમાં સહકાર આપવાનો જ આદેશ આપવો હોય તો એવા પ્રચાર સામે સરકારને કશી હરકત નથી. પરંતુ ગમે તેવી ભલી વાતો કરીને પણ અંતે જો યુદ્ધપ્રયાસો પ્રત્યે ઉદાસિનતા ફેલાવવી હશે તો એ કાર્ય દુશ્મનનું જ કાર્ય ગણાશે અને સરકારી તંત્ર કોઇ પણ ભોગે એવી પ્રવૃત્તિ કે પ્રચારને અટકાવી દેશે.

## ચર્ચાની મર્યાદા

આ સ્થિતિમાં વર્તમાન યુદ્ધના સ્વરૂપ વિષે ઊલટો મત ધરાવનાર પોતાની સમગ્ર વિચારણા રજૂ કરી શકે નહિ. પોતાની માન્યતાના સમર્થનમાં આવશ્યક હોય એવી કેટલીયે સબળ દલીલો ને હકીકતો એણે છોડી દેવાં પડે. કોઇ ગાંધીજી કે કોઇ જવાહરલાલને પોતાના વિચારો પ્રગટ કરવા માટે જે સ્વતંત્રતા મળે છે તે એકેએક માણસને મળી શકે નહિ. ગાંધીજીના પ્રચારથી સરકાર ગમે તેટલી અકળાતી હોય તો યે એ પ્રચારને અટકાવવા જતાં જે સ્થિતિ ઉત્પન્ન થવાનો ભય છે તે સ્થિતિ સરકાર પસંદ કરે જ નહિ. મોટા અનિષ્ટથી બચવા ખાતર નાના અનિષ્ટનો નષ્ટકે એણે સ્વીકાર કરવો જ રહ્યો.

આ મર્યાદા લક્ષમાં રાખીને વર્તમાન યુદ્ધના સ્વરૂપ વિષેની મારી માન્યતા, જે આ પુસ્તિકાના બીજા લેખક શ્રી. ધનવંત ઓઝા કરતાં ભિન્ન છે, તે અહીં રજૂ કરવા ચાહું છું. મારી માન્યતાને ટૂંકમાંજ જો મારે સમજાવવી હોય તો આ યુદ્ધના સ્વરૂપ વિષે હું આમ કહું:

## યુદ્ધનું સ્વરૂપ

**આ યુદ્ધ જનતાનું યુદ્ધ કદી હતું નહિ, આજે છે નહિ અને જનતાના યુદ્ધની જે આવશ્યક શરતો છે તેનું પાલન**

**નહિ થાય તો કદી બની શકશે નહિ. રશિયા યુદ્ધમાં આવ્યું તેથી કે જાપાન હિંદ ઉપર આવશે તો યે આ સ્થિતિમાં ફેરફાર થઇ શકશે નહિ.**

આ માન્યતા માટેના મારાં કારણો હું રજૂ કરું તે પહેલાં સમજાવવા ચાહું છું કે 'જનતાનું યુદ્ધ' એટલે શું ? અને 'જનતા' એટલે કઇ જનતા ? હિંદની ? રશિયાની ? અમેરિકાની ? ઇંગ્લાંડની ? ચીનની ? કે જગતસમસ્તની ?

**જનતાનું યુદ્ધ એને કહી શકાય કે જે જનતા દ્વારા લડાતું હોય, જનતાનો એમાં આખરી અવાજ હોય, એના પરિણામો જનતાએ ભોગવવાનાં હોય, જીવન-મૃત્યુના ત્રાજવાની દાંડી જનતાના હાથમાં હોય. આવી સ્થિતિ આજે છે ખરી?**

અને જનતા એટલે ? મને લાગે છે કે આ ચર્ચાની પાછળ હિંદની જનતાનો જ ખ્યાલ રહેવો જોઇએ. જગત-સમસ્તની જનતાનો ખ્યાલ કરી શકાય નહિ, કારણકે જો હિંદની જનતાનું આ યુદ્ધ ન હોય, તુર્કી, સ્વીડન, આયર્લૅન્ડ જેવાં તટસ્થ દેશોની જનતાનું આ યુદ્ધ ન હોય તો જગત સમસ્તનું થઇજ ન શકે. અલબત્ત ઇંગ્લાંડ, રશિયા, અમેરિકા, ચીન અને જો આગળ વધીને કહીએ તો જાપાન, જર્મની, ઇટલી તથા યુરોપ-એશિયાના કુલ થઇ ગયેલાં સ્વતંત્ર રાજ્યોની જનતાનો આમાં સમાવેશ કરી શકાય. કારણો સાવ સ્પષ્ટ છે. તે તે દેશોનાં ત્યાંની જનતાના પીઠબળથી, અવાજથી, મંજૂરીથી ત્યાંની સરકારો લડી રહી છે. જ્યાં સરમુખત્યારી છે ત્યાં પણ સરમુખત્યારીનું સ્થાન અને સત્તા જનતા દ્વારાજ પ્રાપ્ત થયેલાં છે. અલબત્ત, આ સરમુખત્યારી અને પ્રજાવાદ પણ જનતાના સાચા અવાજનું કેટલે

અંશે પ્રતિબિંબ છે તે તો એક સવાલ છેજ, છતાં ત્યાં 'જનતા' સાવ શૂન્ય નથી, 'કંઇક' તો છેજ. હિંદમાં તો 'જનતા'ના અવાજ જેવું કંઇ છે જ નહિ.

એટલે આ યુદ્ધનું સ્વરૂપ બ્રિટન, અમેરિકા, ચીન, સોવિયેટ વગેરે માટે 'જનતા'નું હોઇ શકે, હિંદ માટે એમ નથી, કારણકે આ યુદ્ધમાં હિંદ કાયદેસર રીતે જોડાયેલું હોવા છતાં હિંદી જનતાનો એમાં અવાજ નથી. જે કાયદાએ હિંદને લડાઇમાં નાખ્યું છે તે કાયદો હિંદી જનતાએ ઘડયો નથી. તે કાયદો બદલવાની કે રદ કરવાની હિંદી જનતા પાસે સત્તા નથી. આ યુદ્ધ વિષેનો કોઇ પણ નિર્ણય હિંદી જનતા કરી શકતી નથી. આ સ્થિતિ જ્યાં સુધી છે ત્યાં સુધી આખા જગત માટે આ યુદ્ધનું સ્વરૂપ ગમે તે હોય, હિંદ માટે તો આ જનતાનું યુદ્ધ નથી જ નથી.

## ધરીરાજ્યો અને હિંદ

મારે અહીં સ્પષ્ટ કરવું જોઇએ કે આ સ્થિતિનો હિંદુસ્તાનને આનંદ નથી. હિંદુસ્તાન ચાહે છે કે હિંદ માટે પણ આ જનતાનું યુદ્ધ બને. આવી ચાહનાની પાછળ હિંદ પાસે સબળ કારણો પડેલાં છે.

એ માને છે કે વર્તમાન યુદ્ધના મૂળ પોતાના લાભ ખાતર બીજા દેશોને લૂંટવાની મનોદશામાં રહેલાં છે. આજના ફાસીસ્ટ બળો એ મનોદશાનું સૌથી વિકરાળ સ્વરૂપ છે. આ તાકાતનો જો નાશ ન થાય તો આખા જગત ઉપર, જેમાં હિંદનો પણ સમાવેશ થઇ જાય છે, તે ઉપર ગંભીર જોખમ રહેલું છે. હિંદ છેલ્લા પોણા બસો વરસથી ગુલામી ભોગવે છે એટલે ગુલામીનાં ભયંકર દુઃખોનો એને પરિચય છે. હિંદે પોતાનાં કરોડો સંતાનોની અત્યંત વેદનામય સ્થિતિનો અનુભવ કરેલો છે એટલે એ સ્થિતિ જગતની કોઇ

પ્રજાને પ્રાપ્ત ન થાય એમ એ ચાહે છે. આજે હિંદુસ્તાન એ પણ જાણે છે કે એને ગુલામીમાં જકડી રાખીને પાયમાલ કરનાર જે સત્તા છે તેના પંજામાંથી છૂટવાની ઘડી નજીક આવી રહી છે ત્યારે જ એ કરતાં યે વધુ કાતિલ પંજો ધરાવતી બીજી સત્તા એના ઉપર ઝઝૂમી રહી છે. હિંદુસ્તાનને લવલેશ શંકા નથી કે આ નવી સત્તા જો હિંદ ઉપર પોતાનો કબજો જમાવી શકશે તો એની આઝાદીનો દિવસ આ જે છે તે કરતાં વધુ દૂર જશે. આટલા ખાતર એ ઇચ્છે છે કે આખા જગતને માટે જે ભયરૂપ છે તે સત્તાનો નાશ કરવા માટે મિત્રરાજ્યોએ બળવાન બનવું જોઇએ. આ બળ હિંદને બંદીવાન રાખીને મિત્રરાજ્યો શી રીતે મેળવી શકશે? હિંદને આ યુદ્ધ પોતાનું લાગે એવું કોઇ પગલું ન ભરાય ત્યાં સુધી હિંદી જનતાનું હૃદય આ યુદ્ધ સાથે શી રીતે તાલ અનુભવશે? આ યુદ્ધમાં સહકાર આપતાં પહેલાં રાષ્ટ્રિય મહાસભા હિંદની આઝાદીની માગણી કરે છે તેનું એક કારણ યુદ્ધને સફળ બનાવવાનું પણ છે. હિંદ આઝાદ ન હોય તો હિંદી પ્રજામાં રશિયા, ચીન, બ્રિટન, અમેરિકાની પ્રજામાં જે ખમીર દેખાય છે તે પેદા થાય નહિ અને તેને પરિણામે યુદ્ધપ્રયત્નોમાં ગંભીર ઊણપ રહે.

## હિંદી જનતાની મનોદશા

બીજી બાજુ હિંદ જ્યાં સુધી પરાધીન હોય ત્યાં સુધી મિત્ર-રાજ્યોના વચનો ઉપર એ વિશ્વાસ મૂકે નહિ. કેવળ દાખલા–દલીલોથી પ્રજાનો મોટો સમૂહ માને નહિ કે બ્રિટિશ સત્તા કરતાં જર્મન–જાપાન વધુ ભયંકર છે. પ્રજા પોતાનાં જીવનનાં પોણાબસો વરસના કરુણ અને કારમા અનુભવોને કેવળ વર્તમાન ઇતિહાસ વાંચીને ભૂલી શકે નહિ. રગેરગમાં વ્યાપેલું ઝેર આઝાદીના અમૃતપ્યાલા વિના ઓસરે નહિ. શબ્દો ને હકીકતો કાન સાથે અથડાઇને પાછા ચાલ્યા જાય.

એટલે સ્થિતિ એ આવે કે હિંદનો હૃદયપૂર્વકનો સહકાર પ્રાપ્ત ન થાય અને બીજી બાજુ ફાસીસ્ટ–બળોના પ્રચારનું એ ભોગ બનતું

જાય. ગુલામીના ઝેરથી કલુષિત બનેલું માનસ ધીમે ધીમે એટલું ભયંકર બને કે મિત્રરાજ્યોનો વિજય એને મન દુશ્મનનો લાગે અને પરાજયને એ પોતાના મુક્તિમંદિરનું એક પગથીઉં માને. આ સ્થિતિનો સંપૂર્ણ અનુભવ બ્રહ્મદેશમાં થઇ ગયો છે અને હિંદમાં એ સ્થિતિ ન આવે તે માટે ગાંધીજીથી માંડીને નાનામાં નાના આગેવાનોના પ્રયત્નો ચાલુ છે.

આ સ્થિતિનો અંત હિંદુસ્તાનની આઝાદી વિના આવી શકે નહિ. એ આઝાદી હિંદુસ્તાન પ્રાપ્ત કરે તેજ ક્ષણે આ યુદ્ધ એની દૃષ્ટિએ 'જનતાનું યુદ્ધ' બની જાય. કારણકે ત્યારે હિંદી જનતાએજ લડાઇનો આદેશ આપ્યો હોય. એ પછી ધરીરાજ્યોના પ્રચારયંત્રો તદ્દન નકામા બની જાય.

પરંતુ સવાલ એ છે કે આવી આઝાદી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી હિંદુસ્તાને આ લડાઇ સાથે કેવો સંબંધ રાખવો ? હિંદી જનતાનું માનસ તો ઉપર કહ્યું તેમ યુદ્ધનું વિરોધી છે, પરંતુ આપણા રાજકીય આગેવાનોનો ધર્મ નથી કે ધરીરાજ્યોનો પરાજય કરવા માટે શકય તેવાં તમામ સાધનોનો ઉપયોગ કરવો ? એ માટે બ્રિટન સાથે સમાધાન કરી લઇ મળી શકે તેટલી સત્તા મેળવવી ? અને જનતાને તાલીમ આપવી કે બ્રિટન કરતાં જાપાન–જર્મની વધુ ભયંકર છે માટે એનો નાશ કરવા માટે તત્પર બનો ? ભલે આ યુદ્ધ હિંદી જનતા દ્વારા યોજાયેલું જનતાનું યુદ્ધ ન હોય, પરંતુ એનાં પરિણામો તો હિંદે પણ ભોગવવાં જ પડશે તો એ પરિણામમાં ફેર પડે તેવા પ્રયત્નો હિંદે કેમ ન કરવા ?

## સાચી પરિસ્થિતિ

આ દલીલો આકર્ષક છે અને દેખીતી રીતે નક્કર પણ લાગે છે, પરંતુ હકીકતોની કસોટી ઉપર એ ટકી શકે તેમ નથી. શા માટે ? તેનાં કારણો આપણે જોઇએ:

પ્રથમ તો જનાતાની સંસ્થા જનતાના માનસવિરુદ્ધ વર્તી શકે નહિ. વર્તે તો એ જનતાની સંસ્થા રહે નહિ. જનતાનો સાથ ગુમાવ્યા પછીના એનાં પ્રયત્નો નિષ્ફળ જ જાય. જનતાનો વિશ્વાસ સંપાદન કરવા જેવી સત્તા એનાં હાથમાં હોવી જોઇએ.

બીજું, ધરીરાજ્યોના પરાજય માટે હિંદનો સહકાર અનિવાર્ય જ હોય તો એ સહકાર તો ઉપર કહ્યું તેમ પ્રાપ્ત થાય નહિ અને તેથી ધરીરાજ્યો પરાજય પામે નહિ.

ત્રીજું, એમ માનીએ કે હિંદનો સહકાર હોય કે ન હોય, મિત્રરાજ્યોની તાકાત આખરે તો ધરીરાજ્યોને પરાસ્ત કરશે જ તો પછી જનતાના સહકાર વિનાંનો યુદ્ધ–પ્રયત્ન શા કામનો ?

ચોથું, મિત્રરાજ્યો વિજય પામશે તો હિંદ કાયદેસર તો લડાઇમાં છે જ. હજારો લાખો સૈનિકો ને કરોડોની દોલત પણ યુદ્ધમાં આવી છે તેનો બદલો તેને મળશે જ ને ? સુલેહ–પરિષદ્માં તો હિંદનો **સાચો** પ્રતિનિધિ, આજે **સાચી** સત્તા ન મળે તો ક્યાં બેસી શકવાનો હતો !

પાંચમું, હિંદની સ્વતંત્રતા આજે વિષમ ઘડીએ પણ જો બ્રિટન સ્વીકારતું નથી તો એ સંપૂર્ણ સલામત થશે તે પછી તો શાનું જ સ્વીકારશે? અને એ વખતે રશિયા–અમેરિકા કે ચીન પણ શું કરી શકશે? એ બધા તો યુદ્ધ પછી પોતાના પ્રશ્નોમાંજ ડૂબી જશે. રશિયા યુદ્ધની ખુવારીમાંથી ઊભા થવાના પ્રયત્નમાં લાગશે, ચીનની એ કરતાં વધારે કઠણ સ્થિતિ હશે, અમેરિકા આજે થતા વ્યાપારી કરારોના લાભો ઉઠાવશે અને બ્રિટન જે પોણા બસો વરસથી કરતું આવ્યું છે તે યથેચ્છ રીતે કર્યે જશે. હિંદની ગુલામી છે તેવી કે તેથી યે ભયંકર કાયમની બની જશે.

આમ જુદાં જુદાં વિચારકોણથી તપાસતાં એક જ નિર્ણય મળે છે કે હિંદુસ્તાન માટે તો સંપૂર્ણ સ્વતંત્રતા વિના આ જનતાનું યુદ્ધ

બની શકે નહિ. બીજી બાજુ જ્યાં સુધી હિંદ અને એશિયા તથા આફ્રિકાની બીજી પ્રજાઓને સ્વતંત્રતા અને સમાનતા પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી આ યુદ્ધનું સ્વરૂપ પણ લોકશાહી કહી શકાય નહિ. આ યુદ્ધનું સ્વરૂપ આજે તો મિત્રરાજ્યો માટે પોતાના દેશ અને સામ્રાજ્યની રક્ષા અને ધરીરાજ્યો માટે પોતાના દેશને મહાન અને સમૃદ્ધ બનાવવા માટે જગત ઉપરના સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષા જ છે. આ સ્વરૂપ જ્યાં સુધી છે ત્યાં સુધી હિંદુસ્તાનનું હૃદય આ યુદ્ધથી દૂર છે.

## ચીન અને રશિયા

હવે સવાલ એક જ રહે છે. રશિયા અને ચીન લડાઇમાં છે તેનું શું? આનો વિસ્તૃત જવાબ આપવા મટે અહીં જગ્યા નથી એટલે ટૂંકમાં જ કહેવું પડશે. ચીન આજે લડાઇમાં નથી આવ્યું, પાંચ વર્ષથી છે. જે દિવસે એના આજના મિત્રો મિત્રો નહોતા ત્યારે પણ હિંદ તો હતું, પરંતુ એને મદદ કરવા માટે જેમ ત્યારે એના હાથ બંધાયલા હતા તેમ જ આજે છે. ચીનની આઝાદી માટે હિંદ કંઇ પણ કરવા તૈયાર છે. પરંતુ આજે તો લાચાર છે ચીન ખાતર પણ હિંદે સ્વતંત્ર થવું જોઇએ. આજના યુધ્ધપ્રયત્નોમાં હિંદનો અવાજ નથી. પોતે કોને, કયારે, કેટલી, કઇ રીતે મદદ કરવી તે નક્કી કરવાની સત્તા હિંદને મળે ત્યારે જ એ ચીનને ખરેખર મદદગાર થઇ શકે.

રશિયાનો પ્રશ્ન જરા જુદો છે. એમ કહેવાય છે કે એ યુધ્ધમાં આવ્યું તેથી યુધ્ધનું સ્વરૂપ બદલાયું છે. મને એમ મુદ્દલ નથી લાગતું. રશિયાના આવવાથી થોડો ફેર પડયો છે ખરો, પરંતુ અમેરિકા–જાપાનના આવવાથી બીજી બાજુનો ફેર એથીયે વધી ગયો છે. યુધ્ધનું સ્વરૂપ જે હતું તે જ રહ્યું છે. ચીન જેમ આત્મરક્ષણ માટે

લડી રહ્યું છે તેમ રશિયા પણ કેવળ આત્મરક્ષણ ખાતરજ લડી રહ્યું છે એમ હું માનું છું. હિંદના સામ્યવાદી મિત્રો સ્વીકારે કે ન સ્વીકારે પરંતુ રશિયાની નીતિ આત્મરક્ષણ સિવાય બાજી છે નહિ. એ ધરીરાજ્યોનું સદાયે દુશ્મન હતું, પરંતુ એ માટે એ લડવા ચહાતું નહોતું. યુદ્ધ શરૂ થયા પહેલાં એણે જર્મની સાથે અનાક્રમણના કરારો કર્યા તે એની નીતિને વધુ સ્પષ્ટ કરે છે. હિંદ તો જાપાન કે જર્મની સાથે આવા કરાર કરવા વિચારતું જ નથી. એ તો વચન આપે છે. કે આઝ દી આપો અને સહકાર મેળવી લો. "રશિયા સાથે બ્રિટનનો વર્તાવ બરાબર નહોતો: આજના બ્રિટન–રશિયાના કરારો જેવી માગણી રશિયા પહેલેથી જ કરતું હતું પરંતુ બ્રિટનમાં સત્તા ઉપર એવા માણસો હતા કે ફાસીસ્ટોને બળવાન બનાવી રહ્યા હતા" વગેરે દલીલો સાચી છે છતાં એથી રશિયાની નીતિનો બચાવ થઇ શકતો નથી. આજે કહેવામાં આવે છે કે જગતમાં ભયંકરમાં ભયંકર ફાસીસ્ટો છે, એનો નાશ કરો. એમ પૂછી શકાય કે તો રશિયાએ શા માટે જર્મની સાથે અનાક્રમણી કરારો કરી એને યુરોપની ભૂમિ ઉપર યથેચ્છ વિહરવા દીધું? આજે જાપાન સાથે એવા કરારો શા માટે રાખ્યા છે? જવાબ સાવ સ્પષ્ટ છે. રશિયાને પોતાના હિત માટે જે વસ્તુ જ્યારે યોગ્ય લાગી ત્યારે તે તેણે કરી છે. બ્રિટન એની સાથે સમાધાન નહોતું ચહાતું માટે એણે જો જર્મની સાથે અનાક્રમણી કરારો કર્યા તો તે કરતાં હિંદ વધુ પ્રમાણમાં ફાસીઝમ વિરોધી નથી કે જેના ઉપર બ્રિટન ગુલામી લાદીને પડયું છે છતાં એ એમ કહે છે કે અમે ફાઝીઝમનો નાશ ઇચ્છીએ છીએ અને એ નાશકાર્યમાં તમારા પ્રયાસોની આડે અમે નહિ આવીએ? ધરીરાજ્યોને હિંદે સાફ નથી કહ્યું કે તમે હિંદના અને જગતના દુશ્મનો છો, અમારા પાસેથી સહકારની અપેક્ષા ન રાખજો?

અને જાપાનને સાફ નથી સંભળાવ્યું કે હિંદ આઝાદ હશે તો સશસ્ત્ર રીતે અને ગુલામ હશે તો એની પાસેના એક માત્ર સાધન અહિંસક અસહકાર વડે તેનો સામનો કરશે?

## જનતાનું યુદ્ધ ક્યારે?

આમ હિંદની નીતિ સાફ છે. એ આ યુદ્ધને જનતાનું યુદ્ધ બનાવવા માટે મથે છે, પરંતુ આજે ચાલતું યુદ્ધ જનતાનું યુદ્ધ છે એમ એ માનતું નથી. રશિયા તરફ કે કોઇના તરફ હિંદને એવી ભક્તિ નથી કે જેથી એનાં પ્રજ્ઞાચક્ષુ બંધ થઇ જાય.

અને અજબ જેવું તો એ છે કે આપણા સામ્યવાદી મિત્રોને પણ રશિયા યુદ્ધમાં આવ્યા પછી છેક છ મહિને આ યુદ્ધ 'જનતાનું યુદ્ધ' લાગ્યું. ગયા ડિસેમ્બર સુધી તો તેઓ પણ આ યુદ્ધના સ્વરૂપ વિષે અહીં રજૂ થયેલો મત જ ધરાવતા હતા. રશિયા તરફ આપણને ગમે તેટલાં માન-આદર હોય પરંતુ તેથી આપણા પોતાના દેશની જે પરિસ્થિતિ છે તે વિષે આંખો બંધ કરી શકાય નહિ. હિંદની આજની સ્થિતિ તો એક સાથે જ બે મોરચા ઉપર લડવા જેવી વિષમ છે. આ વખતે હિંદી શક્તિ સંગઠિત જ રહેવી જોઇએ. આ શક્તિ આઝાદીની પ્રાપ્ત જે ક્ષણે કરશે તે ક્ષણે એ મિત્રરાજ્યોનું સાચું મિત્ર બનશે અને તે જ ક્ષણથી હિંદી સૈનિકો ને હિંદી પ્રજા 'જનતાનું યુદ્ધ' લડતા હશે. હિંદ માટે આજનું 'જનતાનું યુદ્ધ' એનું પોતાનું સ્વાતંત્ર્ય યુદ્ધ જ છે.

આવે છે.

★

દુનિયા પર જ્યારે યુદ્ધના વાદળ ઘેરાયાં છે અને આભમાંથી જ્યારે આગ વરસે છે ત્યારે..................

મુંઝાએલા મનનો થાક હરી લઈને મનોરંજનનો મેહુલિયો વરસાવવા આવે છે.

દિગ્દર્શક—

ઝહુર રાજા.

સંગીત—

મુસ્તાક હુસેન

નિર્માતા—

આર. એસ. લાખાણી

*

ઈસ્ટર્ન પિક્ચર્સનું અનુપમ સર્જન

# બાદલ

પાત્રોઃ—ઝહુર રાજા, ઉર્મિલા, રાધારાણી, શાંતા, બેબી શક્તિ, એસ. નઝીર, એ. આર. પહેલવાન રાધાકૃષ્ણ વગેરે કલાકારો...

પ્રાંતિક હક્કો માટે લખો—

## ઈસ્ટર્ન પિક્ચર્સ.

નાયગામ રોડ, દાદર, મુંબઈ ૧૪

તા૦ ૪થી જુલાઇને

શનિવારથી શરૂ !

●

કોઈ આંખ મીંચીન
ભૂલો કર્યે જાય છે.
કોઈ બીજાની ભૂલો
સામે આંખ મીંચી જાય છે.

●

અમર પિક્ચર્સનું
અમર કલા—સર્જન

*

એવાં બે પાત્રોને
ઓળખવા માટે—
આંખ અને અંતર
બન્ને ઉઘાડાં રાખવા
પડશે.

*



आँख मिचोली

નલિની જયવંત,
સુલોચના, સતીશ,
આનંદપ્રસાદ, જીલ્લુ,
કમલા ચેટરજી, હાદી,
નાગેન્દ્ર, વગેરે.

* * *

દિગ્દર્શક—ચૌધરી

ઇમ્પીરીયલ સીનેમા

સુપ્રીમ પ્રકાશન

દિગ્દર્શક
લલિતચંદ્ર મહેતા, ચીમનકાંત ગાંધી

# બ્રોડવે

કીંગ્સવે......દાદર
સમય–૪ાા : ૭ : ૧૦

ભુમિકા
સરદાર અખ્તર, હરીશ, હુસ્નબાનુ, અમર, અડવાણી

નેશનલ સ્ટુડિયોઝનું લોકપ્રિય બોલપટ

# નઇ રોશની

તમારૂં અઠવાડિયું આનંદમાં વીતાવવા માટે
આ છબીઘરોની મુલાકાત લ્યો.

નેશનલ સ્ટુડિયોઝનું મહાન
સમાજચિત્ર
કસોટીપે ઉતરે જો સચ્ચા વો સોના

# કસોટી

દિગ્દર્શક–રામચંદ્ર ઠાકુર,
રોઝ, પ્રલ્હાદ, સુનાલિની, વીણાકુમારી, સતીશ
વગેરે
સમય–૪ાા : ૭ : ૧૦

## ડાયમંડ ટોકીઝ

રણજીત મુવીટોનનું મહાન
કોમેડી પિકચર

રમુજના રાજા ચાર્લીને કીર્તિ
મેળવવાનો કીમીયો

# ઢંઢોરા

દિગ્દર્શક–ચાર્લી......
ચાર્લી, શમીમ, દીક્ષિત, બીલીમોરીયા, હુસ્નબાનુ
સમય-૪ાા : ૭ : ૧૦
શુક્ર, શનિ, રવિ બે વાગે

## આલ્ફ્રેડ ટોકીઝ



આચાર્ય–પ્રોડકશનના
આગામી ચિત્ર

# કુંવારા બાપ

માટે
જાહેરખબર જોતા રહો



# ધી નવજીવન મિલ્સ લિ.

## કલોલ (ઉ. ગુજરાત)

●

### આ જાતો સર્વોત્તમ સાબિત થઈ :

પોપલીન, લોંગ ક્લોથ, ટ્વીલ, ઝીણા સૂતરની
ધોતી, ફેન્સી સાડી, બોર્ડર સાડી, ફેન્સી શર્ટિંગ્સ
મલમલ વોયલ ઇત્યાદિ

● ● ●

**અમારી મિલનું કાપડજ ખરીદો કારણ કે તે રેશમ જેવું સુંવાળું હોય છે તેમજ ટકાઉ હોવાથી કોઈ પણ મિલ કરતાં સસ્તું પડે છે. વળી આકર્ષક અને અપ-ટુ-ડેટ હોવાથી સંપૂર્ણ સંતોષ આપી શકે છે.**

● ● ●

**અમદાવાદમાં નીચેને સ્થળેથી મળશે**

## મહેન્દ્ર સ્ટોર્સ

રતનપોળ સિલ્વરવાળા માર્કેટ